૪૨૧૫

# તરત દાન ને માહા પુન્ય.



## ભાગ-૧ લો.

કનકપુરી નામે નગરીમાં કનકશેન નામનો રાજા રાજ ચલાવતો હતો. રાજા જાતે દયાળુ તેમજ ધર્માત્મા હોવાથી દેશ દેશાવરના જાચક લોકો તેનું નામ સાંભલી તેની નગરીમાં આવતા હતા.

એક દીવસ એક અભાણુરામ નામનો બ્રાહ્મણ બીજે ગામથી કનકપુરીમાં રેહવા આવ્યો, અને ગામમાં ભીક્ષાવૃતી કરી પોતાના કુટુંબનું ગુજરાન ચલાવવા લાગયો તે બ્રાહ્મણને વસંતગવરી નામની એક છોકરી હતી તે માહા વિદવાન અને અગમનીગમ જાણનારી હતી. પણ તે વિશેની તે બ્રાહ્મણને કાંઇ ખબર હતી નહીં તેમજ તે છોકરીએ પણું પોતાના બાપને પોતાની વિદ્યાથી

અજાણ રાખ્યો હતો. પોતાના બાપને ભીક્ષાવૃત કરવામાં પડતી અનહદ મેહનત જોઈ તે છોકરીએ વિચાર કરયો કે આમ રખડી રખડીને મારા બા[redacted]ંત નીકળી જશે તોપણ તેનું સુખના દીવસ મલશે નહી માટે તેને આ ગામના રાજા પાસે ભીક્ષાવૃત કરવાને મોકલું અને રાજાને એવો મોહ ઉપજાઉં કે મારા બાપને હમેશા દક્ષણા આપ્યાજ કરે, એમ વિચાર કરી રાતના વાળુ કરી ગામગપાટા હાંકતા બેઠા હતા તેવામાં તે છોકરીએ પોતાના બાપને કહ્યું કે તમોને ગામમાં ભીક્ષાવૃત કરવા જતાં ઘણી મેહનત પડે છે તેમજ તેવી મેહનતના બદલામાં જેટલું મળવું જોઈએ તેટલું આપણને મલતું નથી માટે મારો વીચાર છે કે આવતી કાલે પ્રભાતે તમો આ ગામના રાજા પાસે ભીક્ષાવૃત કરવા જજો કેમકે આ ગામનો રાજા ઘણો દયાળુ તેમજ ધર્માત્મા કેહેવાય છે તો તમારો યોગ્ય સત્કાર કરશે. આવું છોકરીનું બોલવું સાંભળી તે બ્રાહ્મણ ખડખડ હસી પડયો, અને કેહેવા લાગો

કે બચ્ચા ? રાજવાડામાં જવાનું કાંઇ સેહલ વાત નથી. તારા કરતાં હું વધારે સમજું છું જો એમ રજવાડામાં જવાતું હોય તો પછી ગામમાં માગવા કોણ જાય ? માટે આપણે આપણું કરતાં હોઇયે તેજ કરવું. કેમકે મારી પાસે વિદ્યાનું જોર મન માનતું નથી. અને રાજાની કચેરીમાં મોટા મોટા વિદ્વાન પંડીતો વરસાસન પાય છે. તો તે લોકો મારી દાદ સાંભલવા આપેજ કેમ ?

ત્યારે તે છોકરીએ કહ્યું કે તે વીશે તમારે કાંઇ વધારે રાજા પાસે વાત કરવી પડશે નહી ફક્ત ( તરત દાન ને માહા પુન્ય ) એટલોજ તમારે રાજા પાસે સવાલ કરવો તે સીવાય તમારે વધારે કાંઇ બોલવું નહીં તેમ રાજા તમોને કાંઇ પુછસે પણ નહીં. આવા છોકરીના આગ્રહથી તે બ્રાહ્મણે રાજદરબારમાં જવાનો નક્કી વીચાર કરયો. સવાર પડતાં નાહી ધોહી પોતાનું નીત્ય નીમ કરી ધોયલાં કપડાં પેહરી છોકરીની રજા લઇને રાજમેહલ તરફ રવાના થયો રસ્તે ચાલતાં તે બ્રાહ્મણના મનમાં તરેહવાર જાતના

વીચારો આવવા લાગા. કે શું ? રાજા કાંઈ શીક્ષા તો નહી કરે ? અથવા ગામથી કાહાડી મુકશે અગર બંદીખાને નાખશે તો ? લેને ગઈ પુત ને ખોઆઈ ખસમ એમ થશે. અને લોકો મસકેરી કરશે એ જુદી ?. પણ છોકરીએ આપેલી હીંમત પાછી યાદ લાવતાં તે વિચાર તેના મનમાંથી ખસી જતાં એમ મનમાં ગોટા ગણતો રાજ મેહુલની નજીક આવી પુગો ત્યાં જોય છે તો રાજા કચેરી ભરી ભાર ઠાઠમાઠથી બેઠો છે કુંચનીઓ પોતાની ગાયનકળાની ખુબીનો બાહાર કરે છે." ભાયાનો અને ગરાશીયા લોકો રગડ કુશુંબા પીયે છે ભાટચારણો આદી જાચક લોકો રાજાના ગુણના વખાણની કવીતો બોલે છે આવો જમાવ જોઈને બ્રાહ્મણ વીચાર કરવા લાગ્યો કે હવે આ જગ્યાએ મારે શું કરવું તેની સમજણ કાંઈ પડતી નથી માટે ચાલ પાછો ઘેર જાઉં આખી આંડી આપણું કાંઈ વળશે નહીં ફોકટમાં દહાડો ગુમાવ્યો.

કેહવત છે કે કરતા હોય સો કાજીએ ઓર ન

ફીજયે ફગ માથુ રહે શેવાળમાં ને ઊંચા રહે પગ માટે આડીંવા પણ એવો વેપાર છે. પણ હવે આંહી સુધી આવ્યા છીએ તો રાજાની કચેરીમાં શું ધામધુમ થાય છે તે તો જોઇએ. હવે આજે ભીક્ષાવૃત કરવા જવાનો વખત તો વહી ગયો? એમ વિચાર કરી કોઇની નજર ન પડી શકે તેમ એક ખુણામાં જઇને ભરાઈ બેઠો. તેવામાં કચેરીના સીપાઇની નજર પડી જઇને જુવે છે તો બ્રાહ્મણ જણાયો તેથી તે સીપાઇએ આદર સહીત પુછયું કેમકે રાજાનો એવો સખત હુકમ હતો કે કોઈ પણ બ્રાહ્મણ મારી પાસે આવવા માટે મરજી જણાવે તેને માન સહીત કચેરીમાં દાખલ કરવો તેથી તે સીપાઈએ બ્રાહ્મણને ઘણીજ નમનતાઈથી વીનંતી કરી તેથી તે બ્રાહ્મણ બહુ ખુશી થયો કે જેનો રખેવાલ આવો દયાળુ છે ત્યારે રાજા માટે શું બોલવું? બ્રાહ્મણ બીચારો તે સીપાઇની બીકથીજ ખુણામાં છુપાઈ બેઠો હતો, પણ જ્યારે તેજ સીપાઈએ આવી તેને આદર સહીત સવાલ કરયો

ત્યારે તે બ્રાહ્મણ બોલ્યો કે હું રાજાજી પાસે દક્ષણાને માટે આશીરવાદ દેવા આવ્યો છું. માટે રાજા પાસે મારે કેમ જવું તેની સમજાણ આપસો તો મોટો ઉપકાર માનીશ. એટલુંજ નહીં પણ મને જે દક્ષણા મલશે તેમાંથી અર્ધી તમોને આપીશ. આવા બ્રાહ્મણના વચન સાંભલી તે સીપાઈએ વીચાર કરયો કે આ બ્રાહ્મણ કોઈ અજાંણ્યો છે માટે મને જે દક્ષણામાંથી અરધું આપવા કેહે છે તે હું લઉ તો તે લુચ્છાઈ ઠરે કેમકે રાજાનો તો સાફ હુકમ છે કે કોઈ પણ બ્રાહ્મણ ભીક્ષાઅર્થે મારી પાસે આવે તેને અંદર દાખલ કરવો. તેથી તે સીપાઈએ કહ્યું કે માહારાજ મારે તમારૂં કાંઈ જોઈતું નથી તમો બેસો હું રાજાને ખબર આપું છું એમ કહી રાજા પાસે જઈને કહ્યું કે કોઈ બ્રાહ્મણ આવેલા છે, કે તરત રાજાએ હુકમ કરયો કે બોલાવો. સીપાઈએ કહ્યું માહારાજ ચાલો તમોને રાજાજી તેડે છે બ્રાહ્મણ તો ઊભો થયો કે પા ટલી પોસે તો કાંચલી નીકલે છે અને કાંચલી

બોશે તો પાગડી પડે અને અંગમાં ધ્રુજરી છુટી. પેલા સીપાઈએ કહ્યું માહારાજ તમો જરા ધીરા પડો, રજવાડામાં જેવાની રીતથી તમો અંજાણ જણાવ છો તોપણ ફીકર નહીં. ચાલો પધારો. રાજાએ સીહાસન ઉપરથી ઉઠી બ્રાહ્મણને પગે પડયા કે તરત તે બ્રાહ્મણે કહ્યું કે **તરત દાન ને માહા પુન્ય.** આવો બ્રાહ્મણના મુખમાંથી નીકલેલો આસીરવાદ રાજા સમજ્યો કે તરત પોતાના ગળામાંથી કંઠી કાહડી આપી કે સ્વસ્તી કહીને બ્રાહ્મણે તો ઘેર જવાનો રસ્તો લીધો માર્ગમાં કોઈ ઓળખાણવાળો મળતો તો નીચું મોહું કરીને આંખળા ઢોરની પેઠે ભાગો. અને પાછું વાળીને જોતો કે પછવાડે કોઈ આવતું તો નથી. કેમકે તેના મનમાં એમ હતું કે રાજાએ મારી મસકેરી કરી હશે. પણ રાજાએ તો પોતાના નીયમ પ્રમાણે આપ્યું હતું અને તેવાર ને બ્રાહ્મણ લઈને ચાલતો થયો.

તેથી વરસાસન ખાનારા પંડીતોને અદેખાઈ આવી કે હવે તો આપણા તરફ રાજાજી બહુ

સખત વર્તે છે માટે એક કુલકલીઓ પંડીત ઉભો થઇ રાજાને કેહવા લાગો કે આ પ્રમાણે તમો બ્રાહ્મણની પરીક્ષા કીધા વગર અમુલ્ય દક્ષણા આપો છો અને અમો રાત દહાડો તમારી હુજુરમાં રહીએ છીએ તોપણ તેને જેટલું આજે આપ્યું તેટલું વરસ દાહાડે પણ આપતા નથી. માટે અમારી એવી અરજ છે કે તમો આપો તે માટે અમારે વાંધો નથી પણ અમારા કરતાં સરસ વીદવાન હોય તેને આપો તો અમારે કાંઇ વાંધો નહીં. આવા પંડીતોના વચન સાંભલી રાજાએ એકદમ માણસને હુકમ કરયો કે જાવ જલદી તે બ્રાહ્મણને ઘેર જઇને કહો કે તમારે હમેશા રાજદરબારમાં આસીરવાદ આપવા પધારવું તેથી પેલા પંડીતો ઝાખાં પડી ગયા. પેલો સીપાઈ દોડતો ગયો ને રસ્તામાંજ બ્રાહ્મણને દીઠા તેથી હાંક મારવા લાગો કે ઓ જોશી માહારાજ ઊભા રહો. તેવાજ તે બ્રાહ્મણના હોંસકોસ ઊડી ગયા અને તેજ ઠકાણે સ્તબ્ધ થઇને ઊભો રહયો, અને વીચાર કરવા લાગ્યો કે ખરેખરી

રાજાએ મારી મશકેરી કરી પણ હવે જો તેણે આપેલી દક્ષણા પાછી લઈ લેશે તો ઠીક પણ જો બંદીખાને નાખશે તો માહા પીડા થસે તેથી જેવો તે નજીક આવ્યો કે તરત તે રાજાએ આપેલી કંઠી પાછી આપવા કાલાવાલા કરવા લાગ્યો. પેલા માણસે કહ્યું માહારાજ તમો ગભરાઓ નહી હું કાંઈ તમોને દુઃખ દેતો નથી ફકત રાજાએ કરેલી આગ્ના તમોને જણાવવા આવ્યો છું. આવા તે માણસના વચન સાંભલી તે બ્રાહ્મણનો ગભરાટ ઓછો થયો એટલે તે માણસે કહ્યું કે માહારાજ તમોને રાજા સાહેબે કેહવરાવ્યું છે કે તમારે હમેશા રાજદરબારમાં આશીરવાદ દેવા પધારવું કેમકે આજના તમારા આશીરવાદથી રાજાજી ઘણા પ્રશન થયા છે. બહુ સારૂ આવતો જઈશ એમ કહી તે બ્રાહ્મણ પાછો ઘર ભણી ચાલતો થયો પણ અત્યંત હરખ ભરેલા બ્રાહ્મણને પોતાનું ઘર બહુજ છેટું લાગતું હતું. તે માંડ માંડ ઘેરમાં દાખલ થયો ત્યાં તેની છોકરી રાહા જોઈને બેઠી હતી તેને જઈને કેહવા

લાગ્યો કે આજનો દીવસ હું ધન્ય ગણું છું તારા કેહવા મુજબ રાજાએ મારો ઘણોજ સતકાર કરયો, અને આ અમુલ્ય કંઠી કે જે રાજા પોતે પોતાના ગળામાં પેહેરતો હતો તે મને દક્ષણામાં આપી દીધી છે.

એટલુંજ નહીં પણ મારી પછવાડે માણસ દોડાવીને કેહવાડયું કે તમારો આશીરવાદ રાજાજીને બહુ પરસન પડયો છે માટે હમેશા તમારે રાજદરબારમાં આવીને તેજ મુજબ આશીરવાદ આપશો. માટે હે કુમારીકા ! એથી વધું હવે આપણે શું જોઈએ ? ખરેખર તેં મને ભલી સુચના કરી કેવલ તારાથીજ આ મારો ધન્ય દીવસ ગણું છું. આવી રીતે હરખાયલો બ્રાહ્મણ નીત્ય રાજ સભામાં જવા લાગો, અને રાજાએ તેને એકસો સોનામોહર આપવા ખજાનચીને હુકમ કરી દીધો. આ પ્રમાણે તો જોશીખાતાનું ટટ્ટુ ચાલવા લાગું તેવામાં પેલા વરસાસન ખાનારા પંડીતોને બહુજ અદેખાઈ થવા લાગી તેથી પ્રધાનને ઘેર જઈ સમજાવા

લાગા કે આ અભણુરામ નામનો બ્રાહ્મણ હમેશાં એક સો સોનામોહર લઈને જતો રહે છે તે પાછું બીજે દાહાડે મોહડું બતાવે છે અને અમો આખો દીવસ રાજાની હજુરમાં બેઠા છીએ માટે તેનો કાંઈ પણ યોગ્ય બંદોબસ્ત થવો જોઈએ. માટે તમો રાજાજીને સમજાવીને કહો. આવા પંડીતનાં વચન સાંભલી પ્રધાને કહ્યું કે માહારાજો તમો જાણો છો કે રાજાને ગમી તે રાણી માટે આ વીશેનો ખ્યાલ તમો છોડી દેઓ. સો સોના નસીબનું સો ખાય છે. ત્યારે પંડીતોએ કહ્યું કે તે અભણુરામ બ્રાહ્મણને અમારી સાથે વીદ્યાનો વાદવીવાદ કરવા હુકમ કરો. એટલુંજ નહી પણ તે જે હમેશા આવીને તરત દાન ને માહા પુન્ય એવી રીતનો રાજાને આશીરવાદ આપે છે. તો તે આશીરવાદનો અર્થ પુછવો અને જે રાજાજી તરત દાન કરે છે તેનું ફલ શું છે તે તે બ્રાહ્મણ પાસેથી જોવા માંગવું. આવું પંડીતોનું બોલવું પ્રધાનને વાજબી જણાયાથી તેણે રાજાને સુચના કરવા કબુલાત

આપી શાંત કરયા. બીજે દીવસે હમેશ મુજબ કચેરી ભરીને રાજા બેઠા છે તેવામાં પ્રધાને પેલા અભણરામ બ્રાહ્મણ વીશે પંડીતોએ આપેલી સુચના રાજાને કહી તેથી રાજાને પણ પોતાનું તરત દાનનું માહાપુન્ય જોવાની ઇચ્છા થઇ તેથી પ્રધાનને કહ્યું કે આજે તે બ્રાહ્મણ આવશે તેને આપણે પુછશું. જેવો તે બ્રાહ્મણ રાજ સભામાં દાખલ થયો કે રાજાએ ઉઠીને હાથ જોડી નમન કર્યું કે તરત તે બ્રાહ્મણે કહ્યું કે તરત દાન ને માહા પુન્ય એમ કહીને ચાલતો થયો કેમકે તેને દક્ષણાનો અગાઉથીજ હુકમ થયેલો હતો તેમ તે બીજી કાંઇ રાજા પાસે વાતચીત કરવા પા મીનીટ પણ ખોટી રેહતો નહી તેથી તે રાજાએ માહારાજને પાછા વાલી હાથ જોડી વીનંતી કરી કે માહારાજ તમો જે તરત દાન ને માહા પુન્ય કહો છો તે પ્રમાણે હું પણ તમોને દાન તરત આપુ છું તો તેનું પુન્ય જોવાનું મને કૌતક થયું છે માટે કૃપા કરી દેખાડવું જોઇએ આવાં રાજાનાં વચન સાંભલી તે બ્રાહ્મણ વલી પાછો

ગભરાટમાં આવી પડયો અને મન સાથે કેહેવા લાગ્યો કે હવે આનો ઉતર શું આપવો. એમ થોડી વાર વીચાર કરી મન સાથે કેહેવા લાગ્યો કે આણીનો ચુકયો સો વરસ જીવે માટે આજ તો આપણે કાલ કહીશ એવું બાહનું દઈને અહીંથી પોબારા ગણી જવા એમ વીચાર કરી રાજાને કહ્યું કે અનદાતા તે વીશેનો ખુલાસો હું મારી છોકરીને પુછીને આવતી કાલે કહીશ માટે આજ રજા માગું છું ત્યારે રાજાએ કહ્યું કે ઠીક બહુ સારૂં જો આવતી કાલે નહી કહો તો તમારૂં અહીં આવવાનું બંધ થશે તેટલુંજ નહી પણ આજદન સુધી મે જે આપેલી દક્ષણા તે લુટી લઈ મારી નજરથી દુર કરવો પડશે. માટે જાવ આવતી કાલે મને મારા તરત દાનનું માહા સુન્ય દેખાડી આપજો. બ્રાહ્મણ તો ઘેર આવી મોટા વીચારમાં પડયો. છોકરીએ પુછયું પીતાજી આજ આમ ઉદાશ કેમ છો? શું રાજદરબારમાં તમારૂં કોઈએ અપમાન કર્યું કે શું? ત્યારે તે બ્રાહ્મણ બોલ્યો કે એવું તો કાંઈ

બન્યું નથી. પણ આજે કાંઈ શુકન જોવામા ફેર પડયો લાગે છે માટે હુંવે આપણે આજ ને આજ આ ગામ છોડી નાસી જઈએ તો બચાવ થાય નહી તો આવતી કાલે રાજા આપણું ઘર-બાર લુટીને દેશ પાર કરશે ત્યારે ને છોકરી બોલી કે એવો તે શું રાજાનો અપરાધ કર્યો છે માટે તેની હુકીકત મને સપષ્ટ જણાવો. આમ ગભરાયાથી શું વલશે. ત્યારે તે બોલ્યો કે રાજાએ મને જે તરત દાન આપેલું છે તેનું પુન્ય જોવા માગે છે માટે મારે તે પુન્ય કેમ દેખાડવુ માટે ગામ છોડી નાસી જવા સીવાય બીજો કોઈ રસ્તો સલામતી ભરેલો નથી માટે તરત તૈયારી કરવી વાજબી છે. ત્યારે તે છોકરીએ કહ્યું કે નાસી જવાની કાંઈ જરૂર નથી તમો તમારે આવતી કાલે હમેશ મુજબ જઈને આશીરવાદ આપજો તમોને જ્યારે રાજા પુછે ત્યારે કેહેજો કે તમારે જાણુવાની ઈચ્છા હોય તો મારે ઘેર ચાલો તો મારી છોકરી દેખાડશે. માટે તમો બાહુનાનું છોડી દેઓ અને નાસી જવાની કાંઈ જરૂર નથી. તમો

તમારે બેપીકરથી રેહા હું છું ને રાજા છે. આંવી છોકરીની હીંમત સાંભલી તે બ્રાહ્મણ વીચારમાં પડયો કે શી રીતે રાજાને તરત દાનનુ માહ પુન્ય દેખાડી શકાશે. કેમકે પોતે છોકરીની સામૃતીથી અંજાણ હતો. બીજે દીવસે પાછો પોતાના ધારા મુજબ રાજ સભામાં જઈને રાજાને આશીરવાદ આપ્યો એટલે રાજાએ પુછયું કેમ માહારાજ શું કર્યું ત્યારે તે બોલ્યો કે અંનદાતા ઠીક કર્યું છે તમે મારે ઘેર મારી છોકરી પાસે આવજો એટલે તે દેખાડી દેશે કેમકે આ તો ઘણી નજીવી બાબદ છે તે તો અમારા છોકરા પણ જાણે છે આવું તે બ્રાહ્મણનું બોલવું સાંભલી રાજા વીચારમાં પડયો કે આ તો કોઈ માહા પંડીત જણાય છે. પણ ઠીક માહારાજ ચાલો હું હમણાંજ તમારે ઘેર આવું છું એમ કહી તે રાજા તેની સાથે જવા તૈયાર થયો બ્રાહ્મણની છોકરી પોતાના બાપની રાહ જોઈને રસ્તે પડતી બારી વાટે ઉભી હતી.

---

બીજો ભાગ તૈયાર છે.

દરેક આસતિક હીંદુ ગૃહસ્થોને અતી
ઉપયોગી પુસ્તક.

# સુતક નિર્ણય

અથવા

# અશૌચ નિર્ણય

ત્ર્યમ્બકસ ગૃહીત અસૌચ ત્ર્યમ્બકય
ગ્રંથનું મુળ સમેત ગુર્જર ભાષાંતર

જેમાં વૃધી શૂતક તથા મૃત શૂતકનું એવા તો સરળ રીતે વિવેચન કરવામાં આવ્યું છે કે. સાધારણ ગુજરાતી જાણનારાઓને પણ સમજવું સેહલ પડે છે.

છેવટના પરિશ્રમાં દક્ષ સમૃતીનાં વચનો એટલે માથા ઉપરના કેશ તથા મુછો ઉતરાવવાનો પ્રકાર દર્શાવવામાં આવેલ છે.

**કીમત અર્ધો આના પોષ્ટ અરધો આનો.**

| | |
|---|---|
| ઠે૦ મુંબઈ કાલબાદેવી તેલવાડીને નાકે. | ઠા૦ વસનજી પરમાણંદ. ચાહ અને પુસ્તકો વેચનાર. |